સાહિબ ભરતખેત્રમાં હું અવતર્યો, સાહિબ ઓછું જે એટલું પુણ્ય । સાહિબ જ્ઞાનીનો વિરહ પડ્યો આકરો, સાહિબા જ્ઞાની રહ્યો અતિ દૂર ॥ એ૦ ॥ ૩ ॥ સાહિબ દશ દૃષ્ટાંતે દોહિલો, સાહિબ ઉત્તમ કુલઅવતાર ॥ સાહિબ પામ્યો પણ હારી ગયો, જિમ રત્નેં ઉડાડ્યો કાગ ॥ એ૦ ॥ ૪ ॥ સાહિબ ખટરસ ભોજન બહુ કર્યાં, સાહિબ તૃપ્તિ ન પામ્યો લગાર ॥ સાહિબ હું રે અનાદિ ભૂલમાં, તેણે રઝલ્યો ઘણો સંસાર ॥ એ૦ ॥ ૫ ॥ સાહિબ સજન કુટુંબ મેલી ઘણા, સાહિબ તેને દુખેં દુઃખી થાય ॥ સાહિબ જીવ એક ને કર્મ જૂજવાં, તે કર્મથી દુર્ગતિ જાય ॥ એ૦ ॥ ૬ ॥ સાહિબ ધન મેલવવા હું ધસમસ્યો, સાહિબ તૃષ્ણાનો નાવ્યોપાર ॥ સાહિબ લોભેં લટપટ બહુ કરી, તેણેં ન જોયું પુણ્ય ને પાપ ॥ એ૦ ॥ ॥ ૭ ॥ સાહિબ જમીઉપર શુદ્ધ અશુદ્ધ છે, જેમ રવિ કરે તેજ પ્રકાશ ॥ સાહિબ તેમ રે જ્ઞાની મલે થકે, તે તો આપે સમકિત વાસ ॥ એ૦ ॥ ૮ ॥ સાહિબ મેઘ વરસે છે વાડમાં, સાહિબ વરસેછે ગામોગામ ॥ સાહિબ ઠામ કુઠામ જુવે નહિં, સાહિબ એવું મહોટાનું કામ ॥ એ૦ ॥ ૯ ॥ સાહિબ હું વસ્યો ભરતને છેડલે, તમેં વસ્યા મહાવિદેહમઝાર ॥ સાહિબ દૂર રહિ કરૂં વંદના, સાહિબ ભવસમુદ્ર ઉતારો પાર ॥ એ૦ ॥ ૧૦ ॥ સાહિબ તુમ પાસેં દેવ ઘણાવસે, એક મોકલજો મહારાજ ॥ સાહિબ સુખનો સંદેશો સાંભલું, તો સેહેજેંસરે મુઝ કાજ ॥ એ૦ ॥ ૧૧ ॥ સાહિબ હું તમારા પગની મોજડી, સાહિબ હું તમારા દાસનો દાસ ॥ સાહિબ જ્ઞાનવિમલસૂરિ એમ ભણે, સાહિબ મને રાખો તમારી પાસ ॥ એ૦ ॥ ૧૨ ॥ ઇતિ ॥

